શ્રી ભજનસરાના

# રાષ્ટ્રીય ગીતો.

---

નકલ ૧૦૦૦ સં. ૧૯૮૭

બનાવનાર.

દોશી ભાયચંદ વખતચંદ

લખતર.

કીંમત ૦—૧—૦

# શ્રી ભગનસરાના રાષ્ટ્રીય-ગીતો.



૧

## ગુજરાતી [illegible] પરભાતીયું

ઉઠને પરભાતમાં, બોલને આતમા, મહાત્મા કેરૂં નામ લેવું.

વૈશ્યની જાતમાં મોઢની ન્યાતમાં,
મહાત્મા મોહને નામ જેનું. ઉ૦ ૧

સત્યાગ્રહી એ વીર છે, એજ ભડવીર છે,
નીડર છે મહાત્મા મોહને નામ તેનું. ઉ૦ ૨

સત્યના શોધનાર છે, જ્ઞાનના ભંડાર છે,
જગતને ઉધારનારા એજ સાચા દેવ છે. ઉ૦ ૩

ગાયના ગોવાળ છે, પ્રજાના રખવાળ છે,
પ્રભુને તે ભેટનારા શુરાના સરદાર છે. ઉ૦ ૪

રંકના માળવા, દુઃખને ટાળવા,
અહિંસા પાળવા સિદ્ધાંત એના. ઉ૦ ૫

મહાત્મા જેલમાં, આપણે મહેલમાં,
સ્હેલમાં શું હજી સુઈજ રહેશું. ઉ૦ ૬

રામજાણો કૃષ્ણજાણો, ગમે તે અવતાર છે,
જીવતા નવ ઓળખાયે પછીથી પૂજાય છે. ઉ૦ ૭

૨

(સબદા તારો ખુબ છે હાડો રે સબદ તું ધોળકાવાળો-એ રાગ)

વારે ધા વીઠલા વેલો અંતરનો અંગ્રેજ મેલો
થયો છે સરકાર ઘેલો રે વારે ધા વીઠલા વેલો ।।૧।।

અહિંસાનુ વૃત પાળીને ઝુઝે છે ભડવીર
સત્યાગ્રહી તે પૂરો બન્યો છે ખરો ખુદાનો ફકીર
ગાંધીજી આપનો ચેલો તે છે પુરો ટેકીલો રે વારે ।।૨।।
અર્ધ ભુખ્યા મારા ભાંડુઓને ખાવા ન મળે અન્ન
પરમારથ વાંસે જીંદગી આખી અર્પણ કરે તનમન
માથુ આપે છે પેલો વો ગાંધી રશીલો રે વારે ।।૩।।
કુટુંબ આખું વનવન થયુ છે કોઈ અહીં કોઇ તહીં
દેશ આખો તેની વાંહે ઝુકયો છે કેટલા જેલની મહીં
અમારો અવસર છેલો તમો આવી નજરે દેખીલો રે વારે ।।૪।।
પાંડવ પાંચે વન પરવરીઆ દુઃખને દીધા માન
દ્રોપદી કેરી લાજ તેં રાખી એવું ગાંધીને જ્ઞાન
જેથી તે રણે ચડેલો યુદ્ધ માંડી જેલ પડેલો રે વારે ।।૫।।
ગાંધી એ લડત એવી માંડી છે હૃદય પલટાની વાત
તારા વિના હુંડી કોણ સીકારે તુતો જગતનો તાત
માટે વાલા આવજે વહેલો તુંતો સૌના હૃદય વસેલોરે વારે ।।૬।।
કર્મો હમારા ભારે ઉખળ્યા છે કેટલી કહુ તેની વાત
હિન્દના પુત્રો દુશ્મન પડખે રહી કરે માતાનો ઘાત

જોગી જતી મોહે ભરેલો વાડો વાળી દુઃખે ડુબેલોરે વારે ॥૭॥
વર્ણો વર્ણનો પાર નહીં ને કેટલી કહુ તેની નાત
છન્નુ હજારતો પંથ ચાલે છે નીચા ઉંચાની વાત
આભડછેટમાં પોતે ડુબેલો વણકરીઆને મારે હડસેલોરે વારે ॥૮॥
જુદે જુદે તારી મુરતી બેસાડે તુંતો એકનો એક
ખાલી સમજણુ વિના લડી મરે છે એકનો તુછો અનેક
રામરેમાને તું વસેલો, ભકતોનો તું દાસ થયેલોરે વારે ॥૯॥
ગુના અમારા માફજ કરજો પગલે પગલે દોષ
દીન દયાળુ દામોદરજી કરસો નહી અમપર રોષ
દાસ તમારો દોષ ભરેલો તું છો સદા શાન્તી ઠરેલો વારે ॥૧૦॥
અરજ હમારી સુણી બરાબર ઝાલજો હિંદની બાય
લાજ તમારી જાશે ગીરધારી કહે છે ભારત માય
કસોટીમાં તું છે ખંતીલો અંતે છેવટ આવશે છેલોરે વારે ॥૧૧॥
ભારત કુંખે જન્મ ધરીને દેશ દ્રોહી જે થાય
દુનીઆ આખી ફીટકાર દેશે મુએ નરકમાં જાય
ગુલામીમાં તેતો ભરેલો, જીવે છતાં મુઓ પડેલોરે વારે ॥૧૨॥
નાના મોટા સહુ ભાઇ બ્હેનોને વિનંતી મારી એક
સ્વરાજ પૂર્ણ મળે ત્યાં સુધી રાખજો પુરી ટેક
વિદેશીને દુર ધકેલો સ્વદેશીમાં પુર્ણ ખેલોરે વારે ॥ ૧૩ ॥

૩

એનીરે તમે સુતા છો કે જાગો—એ રાગ

બેની રે તમે ઉંઘો છો કે જાગો,
આજ હિંદ માતે પગરણ આદર્યા
આવ્યા રે કાંઈ અમદાવાદના જોશી,
આજ ભલી લખી છે કંકોતરી.
બ્હેનીરે તમે કાંતી ખાદી વાપરો,
જેથી રહેશે હિન્દ માતાજીની લાજ
સ્વરાજ્ય આવશે આપઘર ઢુકડું.
બ્હેનીરે તમે છોડો વિદેશી કાપડને
જેમાં આવે ચરબી કેરા ભાગ
તે કેમ પહેર્યું આપને પાલવે,
બ્હેનીરે તમે જુઓ બાપુ જેલમાં,
માટે રે તમે તોડો મોહની જાળ સ્વરાજ૦
વીરારે મને મોહે તો ભરમાવી,
આજ દિન સુધી કંઈના સુજીયું
વીરારે અમે કાંતી ખાદી પહેરશું
રાખશું રે અમે માતાજીની લાજ
સ્વરાજ લાવશું અમઘર ઢુંકડું
વીરારે અમે બાપુને છોડાવશું
રાખશુરે અમે પુરે પુરી ટેક. સ્વરાજ૦

૪

## પરભાતીયું.

( વેણુલા કેમ વાયા રે—એ રાગ )

સુતા ઉઠયારે કસ્તુરબાના કંથ કે વેણુલા ભલે વાયા રે
ચાલ્યા ચાલ્યા રે સ્વરાજના પંથ કે વેણુલા૦
સુતા જાગોરે હિન્દ માતના પૂત કે વેણુલા૦
બોલો બોલો રે ગાંધીજીમો મંત્ર કે વેણુલા૦
યુદ્ધ માંડયું છે ગાંધીજીએ આજ કે વેણુલા૦
પૂર્ણ લેવાને સ્વરાજય કે વેણુલા૦
જાગો જાગો રે તમો નરને નારી કે વેણુલા૦
થાજો થાજો રે તમો ખાદી લે ધારી કે વેણુલા૦
ધાજો ધાજોરે ગાંધીજીની વારેકે વેણુલા૦
ઉઠો ઉઠોરે સત્યાગ્રહી હથીઆરે કે વેણુલા૦
ચાલો ચાલો રે અહિંસાના પંથે કે વેણુલા૦
કીધું કીધું રે કસ્તુરબાના કંથે કે વેણુલા૦
થાશે થાશે રે શાહીવાદનો નાશ કે વેણુલા૦
દેશે દેશેરે પ્રભુજીતો સાથ કે વેણુલા૦

૫

( સોના ઇંઢોણી રૂપા બેડલું રે પાલવ છોડજો—એ રાગ)

ચરખો ફેરવીને રેંટીઓ કાંતજો એ ખાદી પહેરજો
ખાદી પહેરશો તો સ્વરાજ્ય લાવશોરે ખાદી પહેરજો
ખાદી પહેરવામાં સરકાર રૂંઠશે રે ખાદી પહેરજો
ખાદી પહેરશો તો બાપુ છુટશે રે ખાદી પહેરજો
ખાદી પહેરશો તો સરકાર હારશે રે ખાદી પહેરજો
ખાદી એવી કે એને મારશે રે ખાદી પહેરજો
ખાદીમાં સોળેરે સણુગાર રે ખાદી પહેરજો
ખાદી છે તારણુહાર રે ખાદી પહેરજો
ખાદીમાં ગુણુરે અનેક રે ખાદી પહેરજો
રાખજો તમો પુરી ટેક રે ખાદી પહેરજો
કોણે કીધુને કોણે સાંભળ્યું રે ખાદી પહેરજો
સંતે કીધુંને સહુએ સાંભળ્યું રે ખાદી પહેરજો
કહે છે કસ્તુરબાનો કંથ રે ખાદી પહેરજો
ચાલો ચાલોરે બાપુ પંથ રે ખાદી પહેરજો

૮

(મારે કીયા ભાઇની મેડીએ દીવા બળે—એ રાગ.)

પૂજય ગાંધીજીના આશ્રમ દીવાબળે
હવે સરકારને રે ઘોર અંધારા
ભારત સૂર ઉગીયો ॥૧॥

પૂજય ગાંધીજીને મોકલ્યા જેલમાં
તેની મુદતનું નહિ નામ ઠામ ભારત૦ ૨
સહુ નેતા ચાલ્યા બાપુ મારગે
પાળી અહિંસાનો પુરો પંથ ભારત૦ ૩
અમે રેંટીઓ ફેરવી તે ગુનો ગણે
મારી તકલીમાં કરેરે તકરાર ભારત૦ ૪
અમે ખાદી પહેરીએ તે ગુનો ગણે
મારા બંધુઓને લાઠીનો માર ભારત૦ ૫
મારો રેંટીઓ તે સુદર્શન ચક્ર બન્યો
મારી તકલી બની અર્જુન બાણ ભારત૦ ૬
મારી ખાદી તે ભારત ચીર પુરે
કરે કોરવ પદ્ધતિનો નાશ ભારત૦ ૭
એણે ન્યાયને મુકયો છે નેવલે
કેશ ચલવીને કરે છે અન્યાય ભારત૦ ૮
માટે સ્વરાજ લેવું મરી ફીટીને
એના કાયદાનો લાવવો અંત ભારત૦ ૯
ખાદી પહેરવી વિદેશી છોડવું
નીત્ય રટવું તે રામનું નામ ભારત૦ ૧૦

---

૭

( ઘોડી ખાયરે ખારેક ખાય ટોપરું —એ રાગ )

સૈનિક ખાયરે જુવારના રોટલા સૈનીક ખાયરે લાઠીનો
મારા સૈનીક બાપુ જેલમાં. ૧
સૈનિક ગલીએ ગલીએ ને શેરીએ ફરે
સૈનીક જાયરે દારૂપીઠા પાસ સૈનીક ૨
સૈનીક લળી લળી લોકોને વિનવે
બંધુ દારૂ પીવા તે મતી જાવ સૈનીક ૩
સૈનીક વિદેશી કાપડ પર પહેરો ભરે
બ્હેની લીધા વિના હવે તમો જાવ સૈનીક ૪
સૈનીક ભાઇને બ્હેનોની બને ટુકડી
કરે દેશ સેવાનું કામ સૈનીક ૫
સૈનીક લાખોની સંખ્યા ગઈ છે જેલમાં
સૈનીક મરવા બન્યા છે મસ્તાન સૈનીક ૬
માટે સમજો કંઈ ભાઇને બેનડી
તજી દોને તમે મોહની જાળ સૈનીક ૭

૮

( દુધે તે ભરી તલાવડી—એ રાગ )

ગાંધી ઘણા ગુણવંત છે તે હિન્દની રાખશે લાજ
વીર વલભભાઇ સાથમાં લઇ લેશે સ્વરાજ

સ્વરાજનો જે પંથ છે તે સાંભળજો નરનાર
તજી વિદેશી દેશી વાપરો બ્હેની ખાદી કરો તૈયાર
ખાદી તણા ગુણ શું કહુ તે તો રાખશે દેશની લાજ
જુલ્મી સતાના મદનું ડગમગાવે તાજ
લુંટે લુંટારા દેશને પહેરાવી વિદેશી વસ્ત્ર
આપણે સાચી ટેકથી બ્હેની ધરોને શાન્તિનું શાસ્ત્ર
સાચવી શાન્તી ખાદી પહેરશું તો લાવશું બાપુજીને ઘેર
બાપુ પધારે આ સમે ને થાશે લીલા લહેર.

૯

(અમે આવ્યાતા રંગ ભર્યાં રમવારે એ રાગ)

અમે અમારા દેશના માટે રે
અમે લડશુ અમારા શીર સાટે રે
અમે અમારા દેશના માટે રે
અમે મરશુ અમારા બાપુ વાટે રે
અમે મેળવશું દેશની આઝાદી રે
તેમાં અમારી સૌ બરબાદી રે
અમો રેંટીઓ ફેરવીને ખાદી વણશું રે
અમે ખાદી પહેરીને શીર ધરશુ રે
અમને ભલે તે તોપ બંદુક મારે રે
જેથી જાશુ અમો મોક્ષ દ્વારે રે

અમે રૂધળી તે મોહ માયા છોડી રે
અમે લડીએ છી ગાંધી ચાત ચોડી રે
અમે અહિંસાનો પંથ પુરો પાળી રે
અમો ઉજવશું દેશની દીવાળી રે
અમે વીદેશી માલ નહીં વાપરીએ રે
અમે બાપુને નહીં હવે છેતરાએ રે
અમને ભલે કે સરકાર જેવા તેવારે
અમારી સાથે છે રામકૃષ્ણુ જેવારે

૯

( રામ લક્ષ્મણ વનમાં સીધાવંતા એ રાગ )

પુજય ગાંધીજી દાંડી સીધાવંતા સાથે એંસી સૈનીકનો સાથ
અને દિનો નાથ પધારે મીઠા ભણી.
રસ્તે ચાલ્યા તે ગામડા જગાવતાં, લોકો સાંભળેરૂડ વ્યાખ્યાન
કરે તેનું ધ્યાન પધારે મીઠા ભણી.
એમ કરતાં સીધા પહોંચ્યા દાંડીએ કર્યો મીઠાના કાયદાનોભંગ
રાખ્યો રૂડો રંગ પધારે મીઠા ભણી.
લોકોસમજયા કે સત્તામાં કંઈનથી સળગાવોઆખુ ભારતમાત
મુકો બીજી વાત પધારે મીઠા ભણી.
આજસુધિ રાખ્યા બીકણુ બાયલા હવે બન્યા બહાદુરબળવાન
રહ્યા ન હેવાન પધારે મીઠા ભણી.
ભલે સરકાર ચલાવે તોપ બંદુકને ભલેવરસાવે ગોળીનોવરસાદ
કરો પ્રભુ યાદ પધારે મીઠા ભણી.

અગર ધરાસણાનો આપણા છુટા ઉઘાડા મુકીને શીર.
ભલે વાગે તીર પધારે મીઠા ભણી.
ઘણા સૈનિક તેમાં ઘાયલ થયા ઘણા મોટા ગયા છે જેલ,
માને છે મેલ પધારે મીઠા ભણી.
માટે આપણે ભાઇને બેનડી દેવો જોઇએ તેમાં સાથ
કહે રઘુનાથ પધારે મીઠા ભણી.
કાપડ વિદેસીને નહી પહેરવુ કરવો વિદેશી માલનો બહિષ્કાર
તેમાં સુંદર સાર પધારે મીઠા ભણી.
વળી હોંશે તે રેંટીઓ કાંતવો, સાથે લેવું તે રામનું નામ
તે છે પુરણ ધામ પધારે મીઠા ભણી.
વળી ઇશ્વર પાસે એવું માગજો દેજો મારા તે દેશને સાથ
આપ કૃપાનાથ પધારે મીઠા ભણી.
વળી બાપુને જેલથી છોડાવવા દેજો આપણાં બળીદાન.
લેજો તેનું જ્ઞાન પધારે મીઠા ભણી.
અમે ઇશ્વર માગીએ એટલું ઘણું જીવો તે મોહનદાસ,
પુરો મારી આશા પધારે મીઠા ભણી.

૧૦

( આવ્યો તો પરદેશી પોપટો...એ રાગ )

આવ્યાતા પરદેશી વહાવટે લાવ્યાતા લુગડાના ડુચા.
સોનેરી મોહોરો લઇ ગયા.
રમાડયા ઇંદ્રની જાળે ધુતારા ધુતી ગયા.
આવ્યા ઓઢી માયાવી કામળી ઓળખ્યા નહીં અંતરનાકોરીંગ
ધુતારા...૧

કાપડ લાવ્યા રંગી બેરંગી ભરમાવી ભોળી ભારત માત.
ધુતારા...૨
વેપારી લોભાણા ધન લાલચે, કીધુ દલાલીનું કામ. ધુ...૩
દલાલે દીવાળા નીકળ્યા રહ્યુ, ગુલામીનું નામ ધુતારા...૪
પાયમાલ કીધો આખા દેશને, ચુશી લીધા લોહિને માંસ
ધુતારા...૫
પ્રભુએ ગાંધીજીએ મોકલ્યા, સમજાવી પાડયો ઉકેલ ધુ...૬
આને તમે રે ઓળખો, એ છે કળીનો અવતાર ધુતારા...૭
ફસાવી ભારત માતને, પાથરી મોહની જાળ ધુતારા...૮
માટે કહું છું ભાઈ બેનડી, આપણે નથી બીજું કામ
ધુતારા...૯
સાદા જીવનથી સૌ ચાલજો, તોડજો મોહની જાળ. ધુ...૧૦
આપણી ભુમિમાં નીપજે, પુષ્કળ રૂ અને ધાન્ય ધુતારા...૧૧
રૂ માંથી બનાવો ખાદિને રેંટીઆમાં બનો ગુલતાન ધુ...૧૨
ભુલ્યા ત્યાથી રે ફરી ગણો, લેજો લેજો રામનામ ધુ...૧૩
ખાદી પહેરી વિદેશી છોડજો, રહેશે અમર તમારૂં નામ
ધુતારા...૧૪
સંત મોહનદાસને ઓળખો, એ છે અવતારી પુરૂષ ધુ...૧૫



૧૪

( રાયવર વેલેરા આવ, સુંદરવર વેલેરા આવ—એ રાગ )

સામળીઆ વેલેરો આવ કનૈયા વેલેરો આવ
તારા સેવકના દળમાં આગળ તું શોભે સા૦૧
ઘડીએ મોડો આવીશ બઘડીએ મોડો આવીશ
તારા સેવકના વહાલા વાણા વહી જાશે સા૦૨
સેવક ચરબીના કપડે હું તો કેમ આવું
ઘડીએ મોડો આવું બઘડીએ મોડો આવું
આની ઘડીએ ખાદીના વાઘા નીપજે. સા૦૩
સેવક મારી ગૌધન કપાય ત્યાં તો હું તો નહી આવુ
ઘડીએ મોડો આવું બઘડીએ મોડો આવું
આની ઘડીએ કતલખાના બંધ કરો સા૦૪
સેવક હિંસાના પંથે હુતો ન આવુ
ઘડીએ મોડો આવુ બઘડીએ મોડો આવું
આની ઘડીએ શાન્તિના શસ્ત્ર નીપજે સા૦૫
સેવક દારૂની આતશ બાજીએ નહી આવું.
ઘડીએ મોડો આવુ બઘડીએ મોટા આવું
આની ઘડીએ દારૂના પીઠા બંધ કરો સા૦૬

સેવક ઉંચાને નીચા ભેદે નહીં આવું
ઘડીએ મોડો આવુ બઘડીએ મોડો આવું
આની ઘડીએ ભેદા ભેદી મતી કરો સા૦૭
સેવક ગોલા રાણીની રમતે નહીં આવુ
ઘડીએ મોડો આવુ બઘડીએ મોડો આવુ
આની ઘડીએ તે સૌ એકા કરી દેજો સા૦૮
સેવક હાથીની અંબાડીએ હુંતો ન આવું
ઘડીએ મોડો આવુ બઘડીએ મોડો આવુ
પ્રેમે નરશીના વેલે હુંતો ઝટ આવું સા૦૯
સેવક ગાંધીનું કીધું માનો ઝટ આવું
ઘડીએ મોડો આવુ બઘડીએ મોડો આવું
આની ઘડીએ તે દાસનો દાસ થઇ રહું સા૦૧૦

૧૪

(ઢોલીડા ધડુક્યા લાડી ચાલો આપણે દેશ રે...એ રાગ)

ડંકો વાગ્યો બાપુજીનો ચાલો બ્હેનો ભાઇ રે
દેશને માટે લડવા જાવું તેમાં શરમ નાઇ રે
હથીઆર લેવું અહિંસાનું સત્યાગ્રહી થાવું રે
રામનામનો જાપ જપંતા જેલમાં જઇને ખાવું રે
બાપુજીતો જેલ ગયા છે સોંપ્યુ તમને કામ રે

આમાંથી જો પાછા પડશો. સદા રહેશો ગુંલામ રે
ગુલામ રહેવું તેના કરતાં મરવું સારૂં માન રે
એકજ હાથે તાળી ન પડશે. તેત્રીશ કરોડનુ કામ રે
ગમે તે તમે કામજ કરજો કરવા દેશ ઉદ્ધાર રે
રેંટીઓ ફેરવી ખાદી વણજો તેમાં સુંદર સાર રે
પરભાત ફેરી સવે ફરજો. લેજો પ્રભુ નામ રે
પ્રભુ નામથી સારૂં થાશે. આપણું પુરણ કામ રે
દાસ તમારો સૌને વિનવે ભુલચુક દેજો માફ રે
ક્રોધ કષાયને કાઢી નાખી દિલ રાખોને સાફ રે.

૧૪

## ભજન પરભાતીયું.

રાધે ગોવિંદ રામ  રાધે ગોવિંદા
આનંદ ઉમંગ રામ  રાધે ગોવિંદા
જશોદાના નંદરામ  રાધે ગોવિંદા
કાને કુંડળ રામ  રાધે
માથે મુગટરામ  રાધે ગોવિંદા
હાથ મેં ધનુષ્ય બાણ  રાધે ગોવિંદા
હિન્દીઓના પ્રાણ રામ  રાધે ગોવિંદા
અનાથના નાથરામ  રાધે ગોવિંદા
દેજો તે સાથ રામ  રાધે ગોવિંદા

ભારત બોલાવે રામ રાધે ગોવિંદા
વાહરે આવોને રામ રાધે ગોવિંદા
રાક્ષસના ત્રાસ રામ રાધે ગોવિંદા
હથીઆર નહી પાસ રામ રાધે ગોવિંદા
છતાં લાઠીના માર રામ રાધે ગોવિંદા
તોપોના બાર રામ રાધે ગોવિંદા
ગોળીનો વરસાદ રામ રાધે ગોવિંદા
સાંભળે ફરીઆદ કોણ રાધે ગોવિંદા
બાપુજી જેલમાં રાધે ગોવિંદા
સુતાસુ મહેલમાં રાધે ગોવિંદા
જાગો ભાઇ બેનડી રાધે ગોવિંદા
અવસર છે આ ઘડી રાધે ગોવિંદા
સ્વરાજ લેવું છે રાધે ગોવિંદા
માથા દેવા છે રાધે ગોવિંદા
આવો લો લ્હાવો રાધે ગોવિંદા
મુક્તિમેં જાવો રાધે ગોવીંદા



